થઇ કે, હું થોડીજ પળો પહેલાં "મરણની છાયાના પ્રદેશમાં બેઠેલી હતી, તેનામાં અજવાળું પ્રગટ થયું," ત્યારે મને કેવી લાગણી થઈ તેનો કેવળ ઝાંખો ભાસ હું આપી શકું છું. હું પણ એજ માણસના જેવી હતી કે, જેને કહેવામાં આવ્યું હતું કે, **"ઇસુ ખ્રીસ્ત નાઝારીના નામથી ચાલતો થા એટલે તે કુદીને ઉભો થયો અને ચાલવા લાગ્યો; ને ચાલતો ને કુદતો તથા દેવની સ્તુતિ કરતો તે તેઓની સાથે મંદિરમાં ગયો."**

હું પાપની ગુલામીમાંથી અને મરણના ભયમાંથી છુટકારો પામું એ સારૂ **મારે બદલે ફાંસી** (વધસ્તંભ) **પર ઉંચા કરાએલા અને તે પર અસહ્ય પીડા ભોગવી મરણ પામેલા દેવના ધન્ય દીકરા ઇસુ ખ્રીસ્ત તરફ મેં જોયું, અને મને જીવન મળ્યું.** એ કેવો અજબ પ્રેમ! મજ પાપી માટે દેવનો કેવો અવર્ણનીય પ્રેમ કે જે પ્રેમને લીધે તેણે પોતાનો એકાકીજનિત દીકરો મારે માટે મરવા આપ્યો! હું આ પ્રેમને લાયક ન હતી, પણ એનેજ લીધે તેણે આ પ્રેમ મારા પ્રત્યે દર્શાવ્યો, અને, મારા વહાલા વાંચક, તમારા ઉપર પણ એજ પ્રમાણે તે પ્રેમ કરે છે.

જે જુઠી ભાવનાઓ હું મારા છેક બચપણથી રાખી રહી હતી, તે કરતાં પ્રભુની સત્યતા કેટલી બધી જુદી! મારી જુઠી અને જુની ભાવનાઓ એ હતી કે, વર્તમાન કે ભવિષ્યકાળનું સુખ મેળવવાને, સ્વર્ગનો આનંદ પામવાને અને મોક્ષગતિ કે છુટકારાની ન કલ્પી શકાય એવી સ્થિતિ પ્રાપ્ત કરવાને મારે તેને યોગ્ય પુણ્યકર્મ કરવાં જોઈએ, પણ આ વાનાં મેળવવાની આશા રાખવી એ મારે માટે તો કેવળ નકામુંજ હતું.

તેઓ—હિન્દુ ધર્મશાસ્ત્રો અને ધર્મશાસ્ત્રીઓ—કહે છે કે, સ્ત્રીઓ પતિની અને શુદ્રો તથા હલકી જ્ઞાતિના લોકો બ્રાહ્મણોની સેવાચાકરી કરવાથીજ સ્વર્ગ પ્રાપ્ત કરી શકે છે. પણ સ્વર્ગનાં સુખ તેઓને માટે લાંબો વખત ટકતાં નથી, કેમકે છેવટની ધન્યમય સ્થિતિ જે બ્રાહ્મણ માટેજ ઠરાવેલી છે, તે ધન્યમય સ્થિતિ આ હલકા દરજ્જાનાં મનુષ્યો માટે નથી. હે આશારહિત સ્ત્રીઓ, શુદ્રો ને હલકી જ્ઞાતિના લોકો, આ ધન્યમય પુસ્તક, ખ્રીસ્તીઓનું પવિત્ર શાસ્ત્ર, કહે છે કે, "આપણે હજી નિર્બળ હતા, એટલામાં યોગ્ય સમયે **અધર્મીઓને સારૂ ખ્રીસ્ત**

મરણ પામ્યો. હવે ન્યાયી માણસને સારૂ ભાગ્યેજ કોઇ મરે; સારા માણસને સારૂ તો કોઇએક કદાપિ મરવાને પણ છાતી ચલાવે, પણ આપણે જ્યારે પાપી હતા ત્યારે ખ્રીસ્ત આપણે સારૂ મરણ પામ્યો. કેમકે એમ કરવામાં દેવ આપણા પર પોતાનો પ્રેમ પ્રગટ કરે છે. જ્યારે આપણે શત્રુ હતા, ત્યારે દેવની સાથે તેના દીકરાના મરણદ્વારા આપણો તેની સાથે મિલાપ થયો" (રૂમી. ૫; ૬-૧૦). "દેવે પોતાના એકનાએક પુત્રને જગતમાં મોકલ્યો કે, આપણે તેનાથી જીવીએ, એ પરથી આપણા પર દેવનો પ્રેમ પ્રગટ થયો. આપણે દેવ પર પ્રેમ રાખ્યો એમાં પ્રેમ નહિ, પણ તેણે આપણા પર પ્રેમ રાખ્યો અને પોતાના પુત્રને આપણાં પાપનું પ્રાયશ્ચિત્ત થવા માટે મોકલ્યો, એમાં પ્રેમ છે" (યોહ. ૪; ૯, ૧૦).

કેવી મનોહર અને બ્યાન ન થઇ શકે એવી સારી ખબર! મજ એક સ્ત્રી માટે, એક સ્ત્રી કે જે હિન્દુસ્તાનમાં ઉત્તમ ગણાતી બ્રાહ્મણ જ્ઞાતિમાં જન્મ પામેલી, છતાં પોતાના ધર્મમાં જેને માટે કંઇજ આશા નથી, તેને માટે અને મારા જેવી હજારો આશારહિત સ્ત્રીઓને માટે આ કેવી સારી ખબર છે. પવિત્ર શાસ્ત્ર પોકારીને જાહેર કરે છે કે, ઈસુ ખ્રીસ્તે આ મોટું તારણ કોઇ અમુકજ જ્ઞાતિ કે જાતિને માટે સંઘરી રાખ્યું છે એમ નથી. "પણ જેટલાએ તેનો અંગીકાર કીધો, એટલે જેટલા તેના નામ પર વિશ્વાસ કરે છે, તેટલાંને તેણે દેવનાં છોકરાં થવાનો અધિકાર આપ્યો. તેઓ લોહીથી નહિ, કે દેહની ઇચ્છાથી નહિ, કે માણસની ઇચ્છાથી નહિ, પણ દેવથી (આત્માનો નવો) જન્મ પામ્યા" (યોહ. ૧; ૧૨, ૧૩). "કેમકે દેવની જે કૃપા સઘળાં માણસોનું તારણ કરે છે તે પ્રગટ થઇ છે" (તીતસ ૨; ૧૧). "પણ દેવ આપણા તારનારની દયા તથા માણસો પરની તેની પ્રીતિ પ્રગટ થઇ, ત્યારે આપણાં પોતાનાં કરેલાં ન્યાયીપણામાંનાં કૃત્યોથી નહિ, પણ તેની દયાથી...તેણે આપણને તાર્યા" (તીતસ ૩; ૪, ૫).

આ તારણ અથવા સાર્વકાળિક જીવનને માટે કોઇ અમુક જ્ઞાતિ, જાતિ, કામ, કે માણસ પર આધાર રાખવાનો નથી; પણ પ્રભુપુત્ર પર, કે જેને ઇશ્વરે "આપણાં પાપનું પ્રાયશ્ચિત્ત" થવા સારૂ આપ્યો તેના પર જે કોઇ વિશ્વાસ કરે તે સર્વને એક સરખી રીતે તે મફત મળે છે, અને આ તારણ હાલમાં મેળવી શકાય છે, તે

**સંબંધમાં લેશમાત્ર પણ શક નથી.** લાખો અને કરોડો જન્મમરણના ફેરા ફરવા અને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિને સારૂ બ્રાહ્મણ પુરૂષ તરીકે જન્મ પામવો, એટલા લાંબા કાળ સુધી મારે રાહ જોઈ બેસી રહેવું પડયું નહિ. વળી ત્યારે પણ શું? એવા મોક્ષની પ્રાપ્તિથી કશા આનંદ અને સુખની આશા રાખી શકાય? ના. આખરે તો શૂન્ય—બ્રહ્મ—માં મળી જવા સિવાય બીજું કંઇજ નહિ.

દેવનો દીકરો કહે છે:—"હું તમને ખચીત ખચીત કહું છું કે, જે મારાં વચન સાંભળે છે, અને મને મોકલનાર પર વિશ્વાસ કરે છે, તેને અનંતજીવન છે; તે અપરાધી નહિ ઠરશે, **પણ મરણમાંથી નીકળીને જીવનમાં આવ્યો છે**" (યોહ. ૫; ૨૪). "જો આપણે માણસોની સાક્ષી માનીએ છીએ, તો એ કરતાં દેવની સાક્ષી મોટી છે, કેમકે દેવે પોતાના પુત્ર સંબંધી જે સાક્ષી આપી છે તે એજ છે. જે દેવના પુત્ર પર વિશ્વાસ રાખે છે તેના પોતાનામાં તે સાક્ષી છે; જે દેવ પર વિશ્વાસ રાખતો નથી તેણે તેને જુઠો પાડયો છે, કેમકે દેવે પોતાના પુત્ર વિષે જે સાક્ષી આપી છે, તે સાક્ષી પર તેણે વિશ્વાસ રાખ્યો નથી. એ સાક્ષી એવી છે કે, **દેવે આપણને અનંતજીવન આપ્યું, ને આ જીવન તેના પુત્રમાં છે.** જેને દેવનો પુત્ર છે તેને જીવન છે; જેને દેવનો પુત્ર નથી તેને જીવન નથી. તમને અનંતજીવન છે એ તમે જાણો; માટે તમારા ઉપર, એટલે દેવના પુત્રના નામ પર વિશ્વાસ રાખનારા ઉપર, મેં આ વાતો લખી છે" (૧ યોહ. ૫; ૯-૧૩).

શાસ્ત્રમાંની વાતોથી પવિત્ર આત્માએ મને ખાતરીપૂર્વક સ્પષ્ટ કરી આપ્યું કે, ખ્રીસ્તની મારફતે દેવ જે તારણ આપે છે તે હાલમાંજ મળે છે, ભવિષ્યની રાહ જોવી પડતી નથી. મેં આ વાત માની કે તરત મને તારણ મળ્યું, અને તારણના આનંદથી હું ભરપુર થઇ. જો તમે પણ વિશ્વાસ કરશો તો તમને પણ એજ તારણ અને આનંદ અત્યારેજ પ્રાપ્ત થશે.

---

## પ્રકરણ પાંચમું

**આજથી સોળ વરસ ઉપર મારી જિંદગી નવી રીતે શરૂ થઈ. તે વખતથી હું પ્રભુ ઇસુ ખ્રીસ્તને મારા પોતાના તારનાર તરીકે સારી રીતે ઓળખું છું, અને તેના મધુર સમાગમથી મળતા આનંદને અનુભવું છું.**

મારી જિંદગી આનંદથી ભરપુર છે. "કેમકે પ્રભુ યહોવાહ—ઇસુ ખ્રીસ્ત—મારૂં સામર્થ્ય તથા ગીત છે. તે વળી મારૂં તારણ થયો છે." "ત્યારે તમે આનંદસહિત તારણના ઝરાઓમાંથી પાણી ભરશો" (યશા. ૧૨; ૩) એ વાત કહેવામાં પ્રબોધકનો શો ભાવાર્થ છે તે હું હવે બરાબર સમજી શકું છું. મને થતા આનંદનો હું ભાગ્યેજ મારા પોતામાં સમાવેશ કરી શકું છું. મને પણ સમરૂની બાઈની માફક લાગણી થાય છે કે, જે બાઈ "પોતાની ગાગેર મૂકીને શહેરમાં ગઇ અને લોકોને કહે છે કે, આવો, જેટલું મેં કીધું તે બધું જેણે મને કહી દેખાડયું તે માણસને જુઓ; તેજ ખ્રીસ્ત છે કે શું?" (યોહ. ૪; ૨૮, ૨૯).

પ્રભુ ઈસુએ જે મહાભારત કામો મારે સારૂ કર્યાં છે, તે મારે સર્વ મનુષ્યોને કહી બતાવવાં જોઇએ. કારણ કે મને સંપૂર્ણ ખાતરી છે કે, જ્યારે મારા જેવી એક મહા પાપિષ્ટનો બચાવ કરવાનું તેને શક્ય છે, ત્યારે બીજાઓને બચાવવાને પણ તે સંપૂર્ણ શક્તિવાન છે. આ કારણને લીધે તેના વિષે, પાપીઓ પરના તેના અથાગ પ્રેમ વિષે, અને પાપીઓને તારવાની તેની ભારે શક્તિ વિષે લોકોને કહેવાની મને અગત્ય પડે છે.

આ વિષયમાં હું મારી પોતાનીજ વાત આટલી બધી કરૂં છું, પણ તેને લીધે મારો વાચકવર્ગ મને દોષિત ઠરાવશે નહિ, એવી આશા હું રાખું છું. કોઇ પણ વ્યક્તિના અંતઃકરણના અનુભવો એવા પૂજનીય હોય છે કે, તેઓને જાહેર કરી ન શકાય, ત્યારે શા માટે મારે આ પ્રમાણે તેઓને જાહેર કરવા જોઇએ? કેમકે "એમ કરવું મારી ફરજ છે, અને જો હું સુવાર્તા પ્રગટ ન કરૂં, તો મને અફસોસ છે" (૧ કર. ૯; ૧૬). મારાથી બની શકે તેટલાં બધાં સ્ત્રીપુરૂષોને પ્રગટ કરવાને હું બંધાએલી છું, કે ઇસુ ખ્રીસ્ત મારા જેવા પાપીઓને તારવા માટે આવ્યો. તેણેજ મારૂં તારણ કર્યું છે. તારનારની સ્તુતિ થાઓ! હું જાણું છું કે, "જેઓ એની મારફતે દેવની પાસે આવે છે, તેઓને સંપૂર્ણ રીતે તારવાને એ સમર્થ છે; કેમકે એ તેઓને સારૂ મધ્યસ્થી કરવાને સદાકાળ જીવતો રહે છે" (હેબ્ર. ૭; ૨૫).

પ્રભુએ મને સ્વાભાવિક રીતે એવું મન આપ્યું હતું કે, દરેક ધાર્મિક અને સાંસારિક બાબતો હું બરાબર તપાસી જોતી હતી. જે ધર્મમાં મારો જન્મ થયો હતો તે ધર્મને પણ મેં ઘણા અનુભવથી દરેક રીતે

તપાસી જોયો, અને મારી જાણમાં હોય એવી કોઈ પણ બાબતને બારીકીથી તપાસ્યા વગર રહેવા દીધી નથી. કેવળ પુસ્તકો વાંચીનેજ નહિ પણ તેમાં જે જે ફરમાવેલું છે તેનો જાતે અમલ કરીને મેં દરેક બાબત તપાસી જોઇ. મેં બીજાં ઘણાંને પણ એજ પ્રમાણે કરતાં જોયાં છે. તેઓને શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે દરેક રીતે કરતાં જોયાં છે, પણ દુઃખની વાત છે કે એથી તેઓનું તારણ થયું નહિ, તેમજ મારૂં પણ તારણ થયું નહિ, એ મને ખાતરીપૂર્વક માલમ પડયું. મારા આત્માની ખરી અગત્યેજ મને ખ્રીસ્ત ભણી દોડી જવાની ફરજ પાડી હતી. અમારા બાપદાદાથી ચાલતો આવેલો ધર્મ પુરાતન ધર્મ છે, વગેરે જાતની મગરૂબી મારામાં હતી, તે મારે હવે છોડી દેવી પડી. જોકે મારા બીજા દેશજનો સારી પેઠે જાણે છે કે પોતાના જુના ધર્મથી તેઓ તારણનો આનંદ પામ્યા નથી, પામતા નથી, અને પામશે નહિ; તોપણ એજ પ્રકારની મગરૂબી તેઓને પણ ખ્રીસ્તને શોધવાથી અટકાવે છે. ખ્રીસ્ત સિવાય બીજા કશાથી તેઓ કદી પણ એ આનંદ પામવાના નથી.

મને ખાતરી છે કે, ઘણા આત્માઓ ભૂખ્યા છે, અને કદાપિ તેઓમાંના કેટલાએકને આ મારો હેવાલ વાંચવાથી ફાયદો થશે. એવાં ભાઇબહેનોને હું આગ્રહ કરીને કહું છું કે, ઉતાવળથી આગળ આવો, અને દેવનો અથાગ પ્રેમ જે ઈસુ ખ્રીસ્તમાં બતાવવામાં આવ્યો છે તેનો સ્વીકાર કરો; અને "એટલું મોટું તારણ," જે દેવ મફત આપે છે, તેને પડતું ન મૂકો (હેબ. ૨; ૧-૩), "બીજા કોઇથી તારણ નથી, કેમકે જેથી આપણું તારણ થાય એવું બીજું કોઇ નામ આકાશતળે માણસોમાં આપેલું નથી" (પ્રે. કૃ. ૪; ૧૨).

એ માટે મોટાઈમાં તણાઇને અથવા બીજી કોઇ મુશ્કેલીઓથી ડરીને વખત ગુમાવશો નહિ. કદાપિ તમને નાત બહાર મૂકવામાં આવે, નજીકનાં સગાં તજી દે, અને તમારી સતાવણી કરે, ઐહિક મોટાઈ અને ધન ગુમાવવું પડે, તોપણ તેની કંઇ ફીકર કરશો નહિ. ખ્રીસ્ત પર વિશ્વાસ કરવાથી અને માણસોની આગળ તેને કબૂલ કરવાથી તેનામાં જે તારણ તમે પામશો તેની કિમ્મત તમે કરેલા સર્વ પરિત્યાગ કરતાં વિશેષ છે; હા, તે કરતાં પણ વિશેષ છે, કારણ કે આ જગતનું બધું ધન, તેના સર્વ લાભ અને આ જગતનો બધો આનંદ એ બધું એકઠું

મળીને પણ "તારણના આનંદ"ની સાથે સરખામણી કરી શકે તેમ નથી.

વળી બીજી રીતે જોતાં જો તમને બીજા મરણદંડની શિક્ષા કરવામાં આવે, અને તેને લીધે તમારે સદાસર્વકાળ અગ્નિસરોવરમાં—કે જેનું વર્ણન થઈ શકે નહિ, તેમજ જ્યાંથી ફરી છુટકારો થતો નથી એવી જગામાં—વેદના ભોગવતાં રહેવું પડે, તો જગતનું બધું ધન અને તેની બધી મોટાઈ તમને શા ઉપયોગનાં છે? "કેમકે જો માણસ આખું જગત મેળવે, ને પોતાના આત્માની હાનિ પામે, તો તેને શો લાભ થાય? વળી માણસ પોતાના જીવનો શો બદલો આપશે?" (માર્ક ૮; ૩૬, ૩૭)

વહાલાં ભાઇબહેનો, હું તમને આગ્રહ કરીને કહું છું કે, તમે ઉતાવળ કરીને ખ્રીસ્તની મારફતે દેવની સાથે મિલાપ કરી લો, કારણ કે ન્યાયકરણનો મહામોટો દિવસ આપણા ઉપર ઘણી ઝડપથી આવે છે, માટે ઉતાવળ કરો, અને દેવનો કોપ જેને તમે અને હું ન્યાયની રૂએ લાયક છીએ તેનાથી નાસી છુટો. "**દેવ પ્રીતિ છે.**" તે તમારે માટે ધીરજથી રાહ જોયા કરે છે કે તમે તેના મોટા તારણનો અંગીકાર કરો, તેથી "તેના ઉપકારની, સહનશીળતાની તથા વિપુલ ધૈર્યની સંપત્તિને" તમે તુચ્છ ન ગણો અને જાણો કે, "દેવનો ઉપકાર તમને પસ્તાવો કરવા તરફ પ્રેરે છે" (રૂમ. ૨; ૪).

મને જ્યારથી ઇસુ ખ્રીસ્ત મળ્યો ત્યારથી જે જે મારા જીવનમાં બન્યું તે સર્વે જો કહેવા બેસું તો વાત બહુજ લાંબી થઇ જાય. પેન્ટીકોસ્ટ સાહેબ, હેસ્લામ સાહેબ, વાઈલ્ડર સાહેબ, રીવ સાહેબ, અને અન્ય પાદરી સાહેબોએ ભરેલી સભાઓથી મને મારી આત્મિક જિંદગીમાં બહુજ મદદ મળી. ઈ. સ. ૧૮૯૫માં લાનોવલી કેમ્પમાં રેવ. ગેલ્સન ગેગસને ચલાવેલી ધાર્મિક સભાઓમાં બેસવાથી મને બીજો આત્મિક ટેકો મળ્યો.

હવે મારામાં પવિત્ર આત્માની હાજરી થવાથી તેજ મને દોરતો અને શિખવતો હતો, આથી મને બહુજ આશીર્વાદ મળ્યો. ગી. શા. ૩૨; ૮માં જે મધુર વચન પ્રભુએ આપ્યું છે તેનો મને અનુભવ થયો છે, એટલે "કયે માર્ગે તારે ચાલવું તે હું તને શિખવીશ તથા બતાવીશ; મારી નજર તારા પર રાખીને હું તને બોધ આપીશ."

દેવનું દરેક વચન યોગ્ય રીતે સમજવાને અને તેના હુકમ પાળવાને પવિત્ર આત્માએ મને શિખવ્યું. હું કહેવાને ઘણી દુ:ખી છું, કારણ કે

તેના હુકમ પાળવા હું ઘણી વખતે નિષ્ફળ થઇ છું, પણ તે કોમળતાથી મને ઠપકો આપે છે, અને મને મારા દોષ દર્શાવે છે. ઘણી વખત જુદી જુદી રીતોથી મને શિક્ષા કરવાની તેને જરૂર જણાઇ. તેનું વચન છે કે "ન્યાયની રૂએ તને શિક્ષા કરીશ, ને ખચીત તને શિક્ષા કર્યા વગર જવા દઇશ નહિ" (યર. ૩૦; ૧૧).

મારામાં ઘણી ખામીઓ છે, પણ પ્રભુ પોતાને યોગ્ય લાગે તેવી રીતે તેને સુધારે છે. દરેક જે કંઈ બને છે તેમાં દેવનો હાથ છે, એવી મનની સમજણથી બહુજ મદદ મળે છે, અને કચકચને કંઇ સ્થાન રહેતું નથી. હું જ્યારે જ્યારે પ્રભુની વાણી ધ્યાન દઇ સાંભળું છું ત્યારે ત્યારે મને બહુજ આનંદ થાય છે, અને મારાં બધાં કામકાજ પર પ્રભુનો પુષ્કળ આશીર્વાદ આવે છે. વિશ્વાસની, મુશ્કેલીઓની અને દુઃખની કસોટીઓ પણ મોટા આશીર્વાદરૂપ નિવડે છે.

ઈ. સ. ૧૮૯૧ની સાલથી મેં મારી અબળતામાં પ્રભુ ઇસુ ખ્રીસ્તને પ્રગટ કરવાનો પ્રયત્ન કર્યો છે, અને હમેશાં મને માલમ પડયું છે કે, લોકોની આગળ ઇસુ ખ્રીસ્ત વિષે અને પાપીઓ પરના તેના મોટા પ્રેમ વિષે કહી બતાવવું એમાંજ ખ્રીસ્તી જિંદગીનો મોટામાં મોટો આનંદ રહેલો છે. આસરે બાર વરસ પહેલાં મેં "ચીન દેશની અંદરનાં મિશનોની વાર્તા," "જયોર્જ મ્યુલરના દેવની સાથેના વહેવાર," અને ધી ન્યુ હેબ્રીડિઝ મિશનના સ્થાપક "જોન જી. પેટન સાહેબનું જીવનચરિત્ર" એ ઉત્તેજક પુસ્તકો વાંચ્યાં. આ ત્રણે મહાપુરૂષો—હડસન ટેલર સાહેબ, મ્યુલર સાહેબ, અને પેટન સાહેબ કે જેઓ એક બીજાથી થોડાં થોડાં વરસના અંતરે તારનારની સાથે રહેવા ગયા છે તેઓના અનુભવથી મને ઘણી અસર થઈ. તેઓનાં જીવનવૃત્તાંતો વાંચ્યા પછી મને વિચાર થયો કે, ઇશ્વર પર ભરોસો રાખવાથી બીજા દેશોમાં જેમાં મહાભારત કામો થઈ શકે છે તેવાં કામો હિન્દુસ્તાનમાં પણ ઇશ્વર પર ભરોસો રાખવાથી શું ન થઈ શકે? મને એવી ઘણીજ ઈચ્છા થઇ કે, આપણા દેશમાં એવાં કેટલાંક મિશનો સ્થાપન થાય તો સારૂં કે જેઓ, ઇશ્વર પોતાના લોકો પ્રત્યે કેવો વિશ્વાસુ છે તે વિષે, અને પવિત્ર શાસ્ત્ર જે જે વાતો કહે છે તે બધી સત્ય છે તે વિષે, વ્યાવહારિક રીતે સાક્ષી પુરનાર થાય.

મેં મારા મનને ફરીફરીને પ્રશ્ન કર્યો કે, કેટલાએક પાદરી સાહેબોએ કેમ બહાર પડીને આ દેશમાં **વિશ્વાસ-મિશનો** સ્થાપ્યાં નહિ હોય?

ત્યારે પ્રભુએ મને કહ્યું કે, "બીજા કોઇ આવીને એ કામ કરે એવી ઈચ્છા કરવાને બદલે તમે તમારી પોતાનીજ મેળે એ કામ કરવાનું કેમ શરૂ કરતાં નથી? કોઇ પણ મુશ્કેલ કામ પોતે કરવાને બદલે બીજો કોઇ આવીને તે કામ આપણે સારૂ કરે એવી ઇચ્છા રાખવી, એ વાત કોઇ પણ વ્યક્તિને બહુ સહેલી છે." આ "શાંત ઝીણી વાણી," જે મારી સાથે બોલી, તેથી મને બહુજ ઠપકો લાગ્યો.

હિન્દુસ્તાનમાં વિશ્વાસ-મિશનો છે, એવી ખબર મને તે વખત સુધી નહોતી, પણ પછીથી મેં જાણ્યું કે આ દેશમાં પણ થોડાં વિશ્વાસ-મિશનો કામ કરે છે, અને ભયસૂચક મોટી દીવાદાંડીઓની માફક તેમને અહીંતહીં સ્થાપન કરવામાં આવ્યાં છે તે માટે હું પ્રભુનો ઉપકાર માનું છું.

ઇ. સ. ૧૮૯૬ની સાલના પાછલા ભાગમાં જ્યારે આ દેશમાં મોટો દુકાળ પડ્યો, ત્યારે દૈહિક અને આત્મિક આશીર્વાદો માટે એકલા તેનાજ પર ભરોસો રાખી હું બહાર પડી, અને એક નવું કામ શરૂ કરવા હું પ્રભુથી દોરવાઈ. હું મારા આખા અંતઃકરણથી સાક્ષી આપું છું કે, પ્રભુ મને હમેશાં વિશ્વાસુ માલમ પડયો છે. "જે તમને આમંત્રણ આપે છે તે વિશ્વસનીય છે" (૧ થેસ્સ. ૫; ૨૪). આ સોનેરી વચન ખ્રીસ્તના જીવન-રક્ત વડે મારા હૃદય પર લખાએલું છે. પ્રભુએ મારે માટે અગણિત મહાભારત કામો કર્યાં છે. મારા પર જે માયા તે રાખે છે તેને હું લાયક નથી. ગી. શા. ૧૦૩; ૧૦ માં લખેલું છે કે, "તે આપણાં પાપ પ્રમાણે આપણી સાથે વર્ત્યો નથી, આપણા અન્યાયના પ્રમાણમાં તેણે આપણને બદલો વાળ્યો નથી," એ વાત સત્ય છે, એવી ખરી ખાતરી હું આપી શકું છું.

ગયાં સોળ વરસથી, અને તેમાંએ વળી ખાસ કરીને પાછલો દસકો કે જ્યારથી તેણે મુક્તિ મિશન હૈયાતિમાં આણ્યું છે ત્યારથી પ્રભુ મને જે જે શિખવતો આવ્યો છે, તેમાંની કેટલીક બાબતો હું અહીં ટાંકું છું:

૧. "આદિકાળથી તેઓએ સાંભળ્યું નથી; કાન પર આવ્યું નથી; ને વળી આંખે તારા સિવાય [એવા] કોઇ [બીજા] દેવને દીઠો નથી કે જે તેની વાટ જોનારને સારૂ એવું કરે" (યશ. ૬૪; ૪); (મતલબ કે, તારણ પામેલાઓને સારૂ દેવના આશીર્વાદો બેહદ છે).

૨. "કેમકે દેવનાં વચનો ગમે તેટલાં હશે, તો પણ તેનામાં હા છે; અને અમારી મારફતે દેવનો મહિમા વધે એ માટે તેના વડે આમેન

પણ છે" (૨ કર. ૧; ૨૦).

૩. "કેમકે દેવનાં કૃપાદાન તથા તેડું રદ જાય એવાં નથી" (રૂમી. ૧૧; ૨૯).

૪. "તેઓનો અવિશ્વાસ શું દેવના વિશ્વાસુપણાને નિરર્થક કરે?" (રૂમી. ૩; ૩).

૫. "યહોવાહનો મર્મ તેના ભક્તોની પાસે છે, તેઓને તે પોતાનો કરાર જણાવશે" (ગી. શા. ૨૫; ૧૪).

૬. "તેના પુત્ર ઈસુનું રક્ત આપણને સઘળાં પાપથી શુદ્ધ કરે છે" (૧ યોહ. ૧; ૭).

૭. "આ વાત વિશ્વસનીય તથા સંપૂર્ણ અંગીકાર કરવા યોગ્ય છે કે, **ખ્રીસ્ત ઇસુ પાપીઓને તારવાને સારૂ જગતમાં આવ્યો,** એવા પાપીઓમાં હું મુખ્ય છું" (૧ તીમ. ૧; ૧૫). ટુંકામાં, તારનાર તેના પવિત્ર આત્માની મારફતે શાસ્ત્રની વાતો અને તેનાં ચમત્કારિક કામોના મર્મો મને રોજ શિખવે છે. દેવની વાતો હું નિર્વિવાદ રીતે માનું છું, અને અનુભવથી મને માલમ પડયું છે કે તે સત્ય છે. મારા પ્રત્યે અને મારાં જે છે તેઓ પ્રત્યે પ્રભુની જે જે કૃપા થઇ છે તેને લીધે હું તેની સ્તુતિ કરૂં છું, અને ઉપકાર માનું છું.

પ્રભુએ જ્યારથી મને વિશ્વાસમાં આગળ પગલું ભરવાને તેડી, અને તે તેડાનો મેં સ્વીકાર કર્યો ત્યારથી મને બહુ આનંદ થાય છે. આત્મિક જીવન, શારીરિક તંદુરસ્તી, સલાહ, ખોરાક, પાણી, વસ્ત્ર અને જિંદગીની દરેક જરૂરીઆતો એ સર્વેને માટે કેવળ તેનાજ ઉપર હું આધાર રાખું છું. ટુંકામાં, ફિલિ. ૪; ૬, ૧૯માં તેમજ પવિત્ર શાસ્ત્રમાં બીજી જગાઓએ લખેલાં પ્રભુનાં સર્વ વચનો અજમાવી જોતાં તેઓ સત્ય છે, એમ માલમ પડે, તો તે શું ઓછો ધન્યવાદ છે? "કશાની ચિંતા ન કરો; પણ દરેક બાબતમાં પ્રાર્થના તથા વિનંતીઓ વડે ઉપકારસ્તુતિ સહિત તમારી અરજો દેવને જણાવો" (ફિલિ. ૪; ૬).

"તને મિસર દેશમાંથી—પાપની ગુલામીમાંથી—કાઢી લાવનાર તારો દેવ યહોવાહ હું છું; તારૂં મુખ ઉઘાડ, એટલે તે હું ભરીશ" (ગી. શા. ૮૧; ૧૦).

"માણસનો ભરોસો કરવા કરતાં યહોવાહ પર આધાર રાખવો સારો છે. રાજાઓ પર ભરોસો રાખવા કરતાં યહોવાહ પર આધાર

રાખવો સારો છે" (ગી. શા. ૧૧૮; ૮, ૯).

મારો બધો બોજો પ્રભુ ઉપર નાખી દેવાથી હું સર્વ સંતાપથી વિરક્ત છું. કન્યાઓ તથા વિધવાઓ મળીને ૧૫૦૦ ઉપરાંતની અહીં વસ્તી છે. અમે ધનવાન નથી, મોટાં નથી, પણ અમે સુખી છીએ; કારણ કે અમને અમારી રોજની રોટલી બારોબાર અમારા સ્વર્ગવાસી બાપના પ્રેમી હાથથી મળે છે; રોજની જરૂર ઉપરાંત એક પૈસો સરખો અમારી પાસે વધતો નથી, કોઇ બૅંક ખાતે પૈસા નથી, દુનિયા તરફથી મળતી મિલ્કત કે થતી આવક નથી, પણ અમે અમારો સર્વ આધાર પ્રભુ બાપ—ઈસુ ખ્રીસ્ત—ઉપર રાખીએ છીએ. કોઇ તરફથી બિહીવાનું, કંઈ પણ ગુમાવી બેસવાનું અને કશાને માટે શોચવાનું અમને કારણ નથી, કેમકે **પ્રભુ ઇસુ અમારો "અખૂટ ખજાનો" છે.**

"સનાતન દેવ તે તારૂં રહેઠાણ છે, ને તારી નીચે અનંત ભુજો છે" (પુન. ૩૩; ૨૭).

અમે તેના હાથમાં નિર્ભયપણે રહીએ છીએ, અને અમારી સાથેના સઘળા વહેવારમાં તે પ્રેમી તથા વિશ્વાસુ છે. આવા બાપ—ઇસુ ખ્રીસ્ત—તરફ મને જે આભારની લાગણી થાય છે, તેમજ તેના ઉપકારીપણાથી જે આનંદ મારામાં ઉભરાય છે, તેનું વર્ણન શબ્દ વડે હું શી રીતે કરી શકું?

"હે મારા આત્મા, યહોવાહને સ્તુત્ય માન, મારા ખરા અંતઃકરણ, તેના પવિત્ર નામને સ્તુત્ય માન. રે મારા આત્મા, યહોવાહને સ્તુત્ય માન, તેના સર્વ ઉપકારો તું ભૂલી ન જા. **તે તારાં સઘળાં પાપ માફ કરે છે, અને તારા સર્વ રોગ મટાડે છે. તે તારો જીવ નાશથી બચાવે છે, અને તને કૃપા તથા રહેમનો મુગટ પહેરાવે છે.** તે ઉત્તમ વસ્તુથી તારા મોઢાને તૃપ્ત કરે છે, જેથી ગરૂડની પેઠે તારી જુવાની તાજી કરાય છે" (ગી. શા. ૧૦૩; ૧-૫).

---

## પ્રકરણ છઠ્ઠું

ઓગણીસ વરસ ઉપર આજ જુલાઇ માસમાં કેટલાએક ભલા મિત્રો કે જે હિન્દુસ્તાનની સ્ત્રીઓનું હિત ઈચ્છનારા હતા, તેઓ તરફથી મને આમંત્રણ મળ્યું. તે સ્વીકારતાં હું ફિલાડેલ્ફીઆથી ઉપડી સાનફ્રાન્સિસ્કો શહેર ગઇ. અહીં હું ચાર મહિના કરતાં વધારે વખત રહી;

પછીથી જાપાન, અને ચીનદેશના રસ્તે થઇ મુંબઈ આવવા "સોનેરી દરવાજા" એટલે સાનફ્રાન્સિસ્કોથી મેં મારી સફર શરૂ કરી.

પરમ ઉપકારી પ્રભુએ મને અમેરિકામાં વિશ્વાસુ અને સાચા મિત્રો આપ્યા, તેઓએ મારા કામમાં મદદ કરવાનું વચન આપ્યું. શરૂઆતમાં મારો વિચાર કેળવણી આપવાનોજ હતો અને મારી નિશાળમાં ભણતી વિદ્યાર્થીઓને ધર્મ પાળવાની છુટ આપવાનો હતો. મુંબઈથી ઉતર્યા પછી તરતજ વિધવાશ્રમ ખોલવો, એ ઈરાદાથી તેને માટે મેં બધી યોજના ઘડી કાઢી હતી.

હવે સાનફ્રાન્સિસ્કોથી ઉપડવાનો દિવસ આવી પહોંચ્યો. મને તો લાગ્યું કે હું કોઇ અજાણ્યા દેશ ને અજાણ્યા લોકો મધ્યે જાઉં છું. મારી આગળનું મને સર્વ અંધકારમય જણાવા લાગ્યું, મેં ઘુંટણે પડીને આપણા સ્વર્ગવાસી બાપની માયાળુ સંભાળ નીચે પોતાને સોંપી, અને મારી દરિયાઇ સફર શરૂ કરી.

તે વખતે મારી ધર્મભાવના એટલી તો અચોક્કસ હતી કે, મરણ પછી હું સ્વર્ગમાં જઈશ કે નરકમાં, તેની મને સંપૂર્ણ ખાતરી ન હતી. થોડાજ વખત પર ધરતીકંપથી સાનફ્રાન્સિસ્કો પર જે મહાન વિપત્તિ આવી પડી હતી, અને ચીનમાં આવેલા હૉંગકૉંગના બારામાં મનુષ્યોના જીવો પર જે મોટી આફત આવી પડી હતી, તે ખબર જ્યારે મેં સાંભળી ત્યારે મને કેવી લાગણી થઇ તેનું વર્ણન હું કરી શકતી નથી. આ વરસો દરમિયાન પ્રભુએ મને જીવતી રાખી, અને ધરતીકંપો તથા ત્રાસયદાયક આફતો મારા પર આવવા નહિ દીધી, માટે હું પ્રભુનો ઘણો ઉપકાર માનું છું; કારણ કે જો એવું કંઇ થયું હોત, તો મારૂં શું થાત, કેમકે પ્રભુને મળવા હું તૈયાર ન હતી. આ બંને સ્થળોમાં રહેતા લોકો પ્રત્યે હું ઉંડી દિલસોજી ધરાવું છું; અને પ્રભુની પ્રાર્થના કરૂં છું કે, સાનફ્રાન્સિસ્કો અને હૉંગકૉંગમાંની આફતોમાંથી જેઓ ઉગરી ગયા છે તે દરેકનો પ્રભુ બચાવ કરો.

સાનફ્રાન્સિસ્કોથી ઉપડતાં અને મુંબઇના કિનારે ઉતરતાં મેં મારા મનમાં એવો ઠરાવ કર્યો હતો કે, મારા આશ્રમમાં રહેનારી બાળાઓને જોકે સીધેસીધી રીતે ખ્રીસ્તી ધર્મનું શિક્ષણ આપવાનો મારો વિચાર નથી એ ખરૂં, તોપણ હું દરરોજ તેમની આગળ પવિત્ર શાસ્ત્ર મોટેથી વાંચીશ, અને ખ્રીસ્તના નામમાં એકલા સાચા દેવની પ્રાર્થના

કરીશ, કે જેથી કરીને મારા દેશની ભાવિ સ્ત્રીઓ તે જોઇને તથા સાંભળીને સત્ય ધર્મ અને તારણોપાય વિષે પૂછપરછ કરવાને દોરાય.

અશાઢ ઓગણીસ વરસ ઉપર મેં આશ્રમનું કામ શરૂ કર્યું ત્યારે મારી નિશાળમાં બહારથી ભણવા આવનારી કેવળ બેજ છોકરીઓ હતી. કોઇને ખ્રીસ્તી થવાનો આગ્રહ કરવામાં આવતો નહિ, તેમજ કોઇને પવિત્ર શાસ્ત્રનો અભ્યાસ કરવાની ફરજ પણ પાડવામાં આવતી નહિ; પરંતુ ધર્મવિષયક બીજાં પુસ્તકો સાથે લાયબ્રેરીમાં પવિત્ર શાસ્ત્ર પણ મૂકવામાં આવ્યું હતું. ખરા પ્રભુની ભલાઇ વિષે રોજની સાક્ષીએ ઘણાં અંત:કરણોમાં નવીન વિચારો જાગૃત કર્યા.

અમારી નિશાળને દસ વરસ થયા બાદ અમારા બંધારણમાં સહેજ-સાજ ફેરફાર કરવામાં આવ્યો. એટલે હવે પછી નિશાળમાં ખ્રીસ્તી ધર્મનું શિક્ષણ દાખલ કરવામાં આવ્યું; પરંતુ એ શિક્ષણ લેવું કે કેમ, તે વિષે દરેક વિદ્યાર્થી પોતાના અંત:કરણના સૂચવ્યા મુજબ કરે, એટલે તેમને સંપૂર્ણ છુટ આપવામાં આવી છે, છતાં દરેક પોતાની રાજીખુશીથી એ શિક્ષણ લે છે.

જ્યારથી કન્યા અને સ્ત્રીઓ માટે મારા આશ્રમના દરવાજા ખુલ્લા મૂકવામાં આવ્યા છે, ત્યારથી અહીં આવેલાંથી સેંકડો જણને મારીજ માફક ઇસુ ખ્રીસ્ત જડયો છે. તેઓ સર્વે પોતેજ પોતાને માટે વિચાર કરવા શક્તિમાન થએલાં છે. જીવતા દેવની વાતો વાંચવાથી તેમની આત્મિક આંખો ઉઘડી ગઈ છે, અને તેઓમાંથી ઘણાં પ્રભુના માન તથા મહિમાને અર્થે ખરી રીતે બદલાઈને તારણ પામ્યાં છે. મારા પ્રેમ અને પ્રાર્થનાથી મારી સેંકડો બહેનો ખરી રીતે તારણ પામેલી છે, એ જોઇને હું પ્રભુનો મોટો ઉપકાર માનું છું. જુદા જુદા દેશોમાંના પ્રભુના હજારો વિશ્વાસુ સેવકો, કે જેઓ અમ દરેકને માટે નિરંતર પ્રાર્થના કર્યાં કરે છે, તેઓની વિશ્વાસથી કરેલી પ્રાર્થનાઓના જવાબમાં આ બધું દેવથી થએલું છે.

ઇ. સ. ૧૯૦૫ની શરૂઆતમાં એક ખાસ પ્રાર્થનામંડળની શરૂઆત કરવાને પ્રભુએ મને સૂચવ્યું. અમે લગભગ ૭૦ જણ આ ખાસ પ્રાર્થનામંડળમાં હતાં. હિન્દુસ્તાન અને બીજા દેશોમાંના સર્વે ખ્રીસ્તી માણસોના મનમાં ખરા પરિવર્તન માટે પવિત્ર આત્માની પુષ્કળ વૃષ્ટિ થાય એ માટે અમે રોજ સવારે પ્રાર્થના કરતાં હતાં. અમે પ્રાર્થના

કરવાનું શરૂ કર્યું ત્યારથી છ મહિનામાં પ્રભુએ તેની કૃપાથી અમારી મધ્યે અને આ દેશની બીજી નિશાળો તથા મંડળીઓ મધ્યે પવિત્ર આત્માની ધર્મજાગૃતિ મોકલી. આનું પરિણામ બહુજ સંતોષકારક નીવડયું છે, કારણ કે અમારી છોડીઓમાં સેંકડો છોડીઓ અને છોકરાઓમાંથી કેટલાક છોકરાઓ ખરેખરી રીતે તારણ પામ્યાં છે, અને તેઓમાંનાં ઘણાં પ્રભુની સેવા કરે છે; અને ઘર આગળ તથા બીજી જગાઓમાં ઈસુ ખ્રીસ્તની સાક્ષી આપે છે

પ્રભુ કહે છે કે, "મારૂં પારખું તો લઈ જુઓ" (મલ ૩; ૧૦) એમાં બતાવ્યા મુજબ પ્રભુના દાવાનો મેં પ્રત્યુત્તર વાળ્યો છે, અને તે મને ખરેખર વિશ્વાસુ અને સાચો માલમ પડયો છે. હું જાણું છું કે, તે પ્રાર્થના સાંભળનાર અને તેનો જવાબ આપનાર દેવ છે. "મારા લોકો કદી લજ્જિત થશે નહિ" (યોએ. ૨; ૨૬) આ અને બીજાં હજારો તેનાં વચનો સત્ય છે, હા, તેનાં સર્વ વચનો સત્ય છે. મારા વાંચકો, હું તમને વિનંતી કરૂં છું કે તમે પણ મારી માફક તેનું પારખું લઇ જુઓ.

"અનુભવ કરો અને જુઓ કે યહોવાહ—ઈસુ ખ્રીસ્ત—ઉત્તમ છે; જે માણસ તેના પર ભરોસો રાખે છે તેને ધન્ય છે! યહોવાહના સંતો, તેનું ભય રાખો, કેમકે તેનું ભય રાખનારને કંઇ ખોટ પડતી નથી. સિંહનાં બચ્ચાંને તંગી પડે છે ને ભૂખ વેઠવી પડે છે; પણ જેઓ યહોવાહને શોધે છે તેઓને કોઇ પણ સારા વાનાની અછત હોશે નહિ" (ગી ૩૪; ૮-૧૦).

"યહોવાહનો આભાર માનો, કેમકે તે ઉત્તમ છે, તેની કૃપા સદાકાળ ટકે છે. એ પ્રમાણે યહોવાહના છોડાવેલાઓએ બોલવું, એટલે જેઓને તેણે શત્રુના હાથમાંથી છોડાવ્યા અને દેશોદેશથી એટલે પૂર્વથી તથા પશ્ચિમથી, ઉત્તરથી તથા દક્ષિણથી, તેઓને એકઠા કીધા. અરણ્યમાં તેઓ ઉજડ માર્ગે ભટકયા, તેઓને વસવાનું શહેર મળ્યું નહિ. ભૂખ્યા તથા તરસ્યા થવાથી તેઓના પ્રાણ આકુળવ્યાકુળ થઇ ગયા. પોતાના સંકટમાં તેઓએ યહોવાહને પોકાર્યો, એટલે તેણે તેઓને દુ:ખમાંથી છોડાવ્યા. તેણે તેઓને સીધે માર્ગે દોર્યા, કે તેઓ વસવાલાયક નગર પહોંચે આ તેની કૃપા તથા માણસજાતને સારૂ તેનાં આશ્ચર્યકારક કૃત્યો ધ્યાનમાં રાખીને માણસો યહોવાહની સ્તુતિ કરે તો કેવું સારૂં! **કેમકે તરસ્યા જીવને તે સંતોષ પમાડે છે, અને ભૂખ્યા આત્માને ઉત્તમ વાનાંથી તૃપ્ત કરે છે"** (ગીત. ૧૦૭; ૧-૯).

ઉપર લખેલાં પવિત્ર શાસ્ત્રનાં મૂલ્યવાન વચનો મારામાં અને મારાં જે છે તેઓમાં અક્ષરેઅક્ષર પૂરાં કરવામાં આવ્યાં છે. હું પ્રભુની સ્તુતિ

કરૂં છું, કેમકે તેણે અમારે માટે મહાભારત કામો કર્યાં છે, હાલેલુયાહ, આમેન.

મારા આત્માનું તારણ થયું ત્યારથી જે ઉત્તમમાં ઉત્તમ સત્યતા હું શીખી છું તે એ કે, **પ્રભુ ઇસુ ખ્રીસ્ત બીજી વાર આવશે.** પવિત્ર શાસ્ત્રમાં બતાવ્યા મુજબ હું ખરી રીતે માનું છું કે પ્રભુ ઈસુ ખ્રીસ્ત વહેલો આવે છે, તે અવશ્ય આવશેજ, અને વિલંબ કરશે નહિ, છેલ્લાં દશ વર્ષમાં થએલી નિશાનીઓએ મને તેની રાહ જોવાનું શિખવ્યું છે.

પ્રભુ ઇસુ ખ્રીસ્ત પોતાના ખંડી લીધેલાઓને લેવાને બીજીવાર પ્રગટ થવાનો છે, એ માટે કે તેઓ તેની સાથે રહે. આવી આશા મારા મનમાં ઉપજવાથી મારા ખ્રીસ્તી જીવનમાં મને બહુ સહાય મળી છે. તેના આવવા સંબંધીના મોટા વચન માટે, તેમજ જાગતા રહીને પ્રાર્થના કરો એવી તેની સલાહ માટે, હું પ્રભુની સ્તુતિ કરૂં છું.

ઇસુ ખ્રીસ્ત કહે છે કે, "માટે જાગતા રહો, કેમકે તમે જાણતા નથી કે કયે દિવસે તમારો પ્રભુ આવશે" (મા. ૨૪; ૪૨).

"સાવધાન રહો, જાગતા રહીને પ્રાર્થના કરો; કેમકે તે સમય ક્યારે આવશે તે તમે જાણતા નથી" (માર્ક ૧૩; ૩૩).

એક દિવસ જેવી હું મારા સાંજના કામ પર ચઢવાને માટે તૈયાર થતી હતી તેવામાંજ મારા સાથી કામદારમાંથી એક જણ ઓરીસના બારણામાં આવી ઉભો, અને તેની પાછળ પુના જિલ્લાના મહે. કલેકટર સાહેબ પણ આવી ઉભા. તેઓએ મને કહ્યું કે, મુંબઇના નામદાર ગવર્નર સાહેબ તમારા આશ્રમની મુલાકાત લેવા સારૂ આવેલા છે. હું એકાએક વિસ્મય પામી, કારણ કે આવી એક અજાણીતી, અને કોઇ પણ પ્રકારની મગરૂબી નહિ ધરાવનારી સંસ્થા, કે જેણે કંઈ પણ મોટાં કામ કરી પ્રખ્યાતિ મેળવી ન હતી, તેમજ દેશના મોટા મોટા માણસોની પ્રીતિ મેળવવા સારૂ કંઇ પણ પ્રયાસ કર્યો ન હતો, તેની મુલાકાત લેવા નામદાર ગવર્નર સાહેબ કદી પણ આવે, એવું મેં કદી પણ ધાર્યું ન હતું. થોડીજ પળમાં મારી વિસ્મયતા અલોપ થઇ, અને મને સપૂર્ણ આનંદ થયો, કારણ કે નામદાર ગવર્નર સાહેબ જોકે એક મોટા અને ગૌરવી માણસ હતા, તેમ છતાં તેમની રીતભાત સાદી અને અકૃત્રિમ હતી.

આ ઇલાકાના સૌથી મોટામાં મોટા માણસ અમારા આશ્રમમાં જે કોઇ તેમને મળે તે દરેકનો પ્રેમથી આદરસત્કાર કરી આગળ ચાલતા, અને અહીંની દરેક નાનીમોટી બાબત વિષે ભાવથી પૂછપરછ કરી જોવાથી તેમનું મન રંજન થતું હતું. અહીં જે જે કંઇ થતું હતું તે સંબંધી તેઓ પૂરેપૂરા વાકેફગાર હોય એમ જણાયું. મિશનના બધા નાનામોટા

ભાગો તપાસ્યા પછી તેઓ અમને છેલ્લી સલામ કરી જતા રહ્યા. આ બનાવ બહુજ અજાયબ અને આનંદજનક હતો. અમારી મુલાકાત અને અમારી પ્રત્યે તેમનો બતાવેલો માયાભાવ અમે કદી પણ ભૂલી જઇશું નહિ.

આવી રીતે ઓચિંતા તેઓ અમારી મુલાકાત લેશે, એવું અમે જાણતાં નહોતાં, તેથી તેમને મળવાની કંઈજ તૈયારી અમે કરી રાખી નહોતી; તેથી અમે જે હાલતમાં હતાં તેજ હાલતમાં તેઓએ અમને જોયાં; કેટલાંએક આમતેમ ફરતાં હતાં, કેટલાંએક પોતપોતાનું કામ બરાબર કરતાં હતાં, કેટલાંએક ભોંયતળિયું વાળતાં હતાં, કેટલાંએક આળસુની માફક જયાં હતાં ત્યાંજ બેસી રહ્યાં હતાં, અને કેટલાંએક ઘરનાં બીજાં કામકાજ કરતાં હતાં. વળી કેટલાંએકે સ્વચ્છ કપડાં પહેરેલાં હતાં, ત્યારે કેટલાંક તો ફાટાંતૂટાં કપડાં પહેરેલાં ને વાળ પણ વાળ્યા વગરનાં હતાં. કેટલાંકે ઉદ્યોગી થઇ પોતાનાં મન પોતાના પાઠો કરવામાં અને બીજા કામધંધામાં પૂરી રીતે પરોવ્યાં હતાં, ત્યારે કેટલાંક આળસુ થઇ અચોક્કસ વિચારનાં બની ટગરટગર જોઇજ રહ્યાં હતાં!!

આ પ્રમાણે એકાએક વિસ્મીત થવાથી માણસને કોઈ વાર ફાયદો થાય છે. ગવર્નર સાહેબ અહીં પધાર્યા તે દરમિયાન અને તેઓ જ્યારે અમારા મન પર એક બહુજ ખુશકારક છાપ પાડીને ગયા, ત્યાર પછી મારા મનમાં એક મોટો વિચાર આવ્યો કે પ્રભુ ઇસુ ખ્રીસ્ત એક દિવસે એજ પ્રમાણે આવશે, અને આપણામાંનાં જેઓ તેને મળવા માટે તૈયાર હશે તેઓ તેની સાથે રહેવા માટે હવામાં ચઢી જવાનો આનંદ અનુભવશે. જેથી, આપણને કશાનો ભય ન રહે અથવા જે શેતાનના તાબાનું છે તેમાંનું કંઈ પણ આપણામાં ન હોય તો કેવું સારૂં! જો આપણે આપણા ધન્ય તારનારની સાથે કહી શકીએ કે, "આ જગતનો અધિકારી (શેતાન) આવે છે, અને મારામાં તેનું કંઈ (તેનો ભાગ) નથી" તો કેવું સારૂં!

"દેવની જે કૃપા સઘળાં માણસોનું તારણ કરે છે તે પ્રગટ થઇ છે તેથી આપણને એવું શિક્ષણ મળે છે કે, અધર્મ તથા વિષયવાસનાને ત્યાગ કરીને હાલના જમાનામાં ઠાવકાઇથી, પ્રમાણિકપણે તથા ભક્તિભાવ રાખીને વર્તવું; અને ધન્ય આશાપ્રાપ્તિની ઘડીની અને મહાન દેવ તથા આપણા તારનાર ઇસુ ખ્રીસ્તના મહિમાના પ્રગટ થવાની વાટ જોવી; તેણે આપણે સારૂ પોતાનું સ્વાર્પણ કર્યું, કે જેથી સર્વ અન્યાયથી તે આપણો ઉદ્ધાર કરે, અને આપણને પવિત્ર કરી પોતાને સારૂ ખાસ પ્રજા તથા સર્વ સારાં કરવાને આતુર એવા લોક તૈયાર કરે" (તીતસ ૨; ૧૧-૧૪).

"તમે પોતાના વિષે સાવધાન રહો, રખેને અતિશય ખાનપાનથી, તથા સંસારી ચિંતાથી તમારાં મન જડ થઈ જાય, જેથી તે દિવસ ફાંદાની પેઠે તમારા પર એચિંતો આવી પડે. કેમકે તે દિવસ આખી પૃથ્વી ઉપરના સર્વ વસનારા પર આવી પડશે. પણ હરવખત જાગતા રહો, અને વિનંતી કરો કે, આ બધું જે થવાનું છે, તેમાંથી બચી જવાને તથા માણસના દીકરાની આગળ ઉભા રહેવાને તમે પ્રબળ થાઓ." (લુક ૨૧ ; ૩૪-૩૬).

મારે માટે પ્રભુએ જે સર્વ કર્યું છે, તે બધું જો હું લખવા બેસું તો તે પુસ્તક એટલું મોટું થઇ જાય કે કોઇથી તે પૂરૂં વંચાય નહિ, તેથી મેં મારા આત્મિક અનુભવોનો હેવાલ જેટલો બની શકે તેટલો ટુંકો કરવાનો પ્રયત્ન કર્યો છે. મારા પ્રત્યે પ્રભુએ જે જે ઉપકારો કર્યા છે, તેની સાક્ષી હું આપી શકું છું, માટે હું પ્રભુનો ઉપકાર માનતાં ખુશી થાઉં છું. મારા દેશજનો—સ્ત્રીપુરૂષો વગેરે—ની મોટી મોટી આત્મિક જરૂરીઆતો શી શી છે તે મારા વાંચકો બરાબર રીતે ભાગ્યેજ સમજી શકશે. આ દેશના લોકો પાપમાં ડુબેલા અને ઘોર અંધકારમાં બેઠેલા છે. પ્રકાશોનો પિતા તેના પસંદ કરેલા (ઉપદેશકો)ની મારફતે તેઓ પર અજવાળું અને જીવન મોકલો. ઈસુ ખ્રીસ્ત અને તેનું મહાન તારણ, જે તે સર્વને મફત લેવાનું કહે છે, તેના સાક્ષીઓ આપણે જોઇએ છે.

વહાલાં ભાઇબહેનો, તમારામાંનાં જે કોઇને આ મારી સાક્ષી સાંભળવાનો કે વાંચવાનો પ્રસંગ મળે, તેને મારી ખાસ વિનંતી છે કે આપણા દેશબંધુઓને ઈસુ ખ્રીસ્તની સુવાર્તા પ્રગટ કરવાની તમારી ખાસ ફરજ છે એવું બરાબર રીતે સમજો, કે જેથી તેઓમાંના દરેક પોતાની ભુંડાઈ અને મૂર્તિઓથી ઇસુ ખ્રીસ્તના પવિત્ર લોહી વડે ધોવાઇને શુદ્ધ થાય, ને તેઓને તારણનો ખરો રસ્તો જડે.

મારા વાંચકોમાંથી જેઓ હજુ સુધી તારણ પામ્યા નથી તેઓને માટે મારી પ્રાર્થના છે કે તેઓ આપણા ધન્ય તારનાર ઈસુ ખ્રીસ્તને પોતાના આત્માની મુક્તિને અર્થે શોધે અને તે તેઓને જડે.

"આપણી નાગરિકતા આકાશમાં છે, ત્યાંથી પણ આપણે તારનારની, એટલે પ્રભુ ઇસુ ખ્રીસ્તની, રાહ જોઇએ છીએ" (ફિલિ. ૩ ; ૨૦)

"**જેણે આપણા પર પ્રેમ રાખ્યો, અને પોતાના રક્ત વડે આપણને આપણાં પાપથી મુક્ત કર્યાં**; અને દેવ એટલે પોતાના પિતાને સારૂ આપણને યાજકોનું રાજ્ય બનાવ્યું, તેને મહિમા તથા અધિકાર સદાસર્વકાળ સુધી હોજો; આમેન" (પ્રક. ૧ ; ૫, ૬).

**મુક્તિ, કેડગાંવ**
**પુના જિલ્લો,**
**જુલાઈ, ૧૯૦૭**

**રમાબાઈ**

"ઇસુએ...તેઓને કહ્યું કે, હું તમને ખચીત ખચીત કહું છું કે... **હું બારણું છું, મારાદ્વારા જો કોઈ પેસે, તો તે ઉદ્ધાર પામશે"** (યોહ. ૧૦ ; ૭-૯).

"પ્રભુ ઈસુ પર વિશ્વાસ કર, એટલે તું તથા તારા ઘરનાં સર્વ માણસો તારણ પામશે" (પ્રે. કૃ ૧૬ ; ૩૧).

"હું તમને ખચીત ખચીત કહું છું કે, **જે વિશ્વાસ કરે છે, તેને અનંતજીવન છે"** (યોહ. ૬ ; ૪૭).

"હું તમને ખચીત ખચીત કહું છું કે, જે મારાં વચન સાંભળે છે, અને મને મોકલનાર પર **વિશ્વાસ કરે છે,** તેને અનંતજીવન છે; તે અપરાધી નહિ ઠરશે, પણ **મરણમાંથી નીકળીને જીવનમાં આવ્યો છે"** (યોહ. ૫ ; ૨૪)

"ધર્મશાસ્ત્ર પ્રમાણે **ખ્રીસ્ત આપણાં પાપને સારૂ મરણ પામ્યો;** અને ધર્મશાસ્ત્ર પ્રમાણે **તેને દાટવામાં આવ્યો અને ત્રીજે દહાડે તેનું ઉત્થાન થયું"** (૧ કર. ૧૫; ૩; ૪)